# અંબિકા સ્તુતિ ગાયન.

## ભાગ ૧ લો.

બનાવનાર.

ત્રિવેદી. શીવશંકર વૈજનાથ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

જ્યાંની. મગનલાલ પુરસોતમ અંબાજીના

ભાહરવાના સંઘવી.

મુ. કડી.

અમદાવાદ.

" વિજય પ્રવર્તક " પ્રેસ.

નકલ ૫૦૦.

કીમત ફક્ત રૂ. ૦-૨-૦.



# અંબિકા સ્તુતિ ગાયન.



## ગણપતિ સ્તુતિ.

### શાર્દુલવિક્રિડ છંદ.

(૧)

શંભુ પુત્ર ગજાનના ગુણનીધી કોડે કૃપાતે કરો.
મારે માજી સરસ્વતિ સુખ કરી હેતથી વિઘ્નો હરો.
આપો બુદ્ધિ અથાપ માત મુજને ભક્તોની વારે ચઢી
અંબિકા સ્તુતિઓ કહું મુખ થકી હેતથી પાયે પડી.

(૨)

દુ:ખ હરી સુખ કરી આપો સુમતિ એ રાગ.

આરાસુરી માજી, આપો સુમતિ (૨)
સુખ કરીને દુ:ખ હરીને કાપો કુમતિ.
શકિત શકિત.....ગહન તુજ અતિ આરાસુરી.

---

(૩)

પુર્ણ થયોછે ખેલ સજનો પુર્ણ થયોછે ખેલ એ રાગ.

વંદુ હું વારમવાર અંબીકા વંદુ હું વારમવાર.
ભક્તોને માજી શરણે રાખો ખુશી કરોને અપાર અંબિકા.
શરણે રહીને સેવા કરી શકું ભક્તિ ન ભુલું લગાર અંબિકા.
ભક્તિથી હું ભવતરીશ મૈયા એટલો લાવજો પ્યાર અંબિકા.
સજનો જો તમે અંબિકા ભજશો જાશો સ્વર્ગમોઝાર અંબિકા.
જે નર અંબિકાને ન ભજશે દુષ્ટ તે જન નિરધાર અંબિકા.

---

(૪)

ઓ ભમર ભમે છે શાને મધુબન છોડી એ રાગ.

જય જુક્ત અંબે નમુ માત જનુંનિ મારી,
કરે ભક્ત વિનંતિ આપ લીયો સ્વિકારી; જય. (૧)
કડી માંહી બીરાજે આપ ભક્ત હિતકારી,
રાજ્ય શિયાજીરાવતણું ત્યાં ભારી; જય.(૨)
ભાદરવે આવે માત આપના બાલ,
સંગાથી પુરસોતમ સુત સોભે મગનલાલ; જય. (૩)

છડીદાર શિવશંકર આપનો દાશ,
ઇશ્વરલાલ આપના નિશાનદાર ખાશ; જય. (૪)
અમથાલાલ આપના ટેકી ભક્ત કહાવે,
ચકુલાલ આપનાં દરસન કરવા આવે; જય. (૫)
માસ્તર ઉમીયાશંકર કંપની વાલા,
મહાંનકાળેસ્વર છે આરાસુરીના લાલા; જય. (૬)
નાર્મદાશંકર આવે માતને પારે,
મોતીલાલ સરખા ભક્તની ચડીઆં વારે; જય. (૭)
પોચાલાલ કહાવે આરાસુરીના ભક્ત,
ઇશ્વર દયારામદાશને જાણે જક્ત; જય. (૮)
વૈકુંઠરામ છે આપ ભક્ત સુખકારી,
અમથા ભટ આપની ભક્તિ કરતા ભારી; જય. (૯)
મોતીરામ રાવળ આપની ભક્તિ કરતા,
પીતાંબર રાવળ દાશ તણાં દુઃખ હરતા; જય. (૧૦)
જેશીંગ અને લાલજી આપના પ્યારા,
સર્વે ભક્તો છે કડી શહેર વસનારા; જય. (૧૧)

---

(૫)

## ક્યાંથી આ સંભળાય મધુર સ્વર ક્યાંથી આ સંભળાય એ રાગ. ૧.

ભજોને અંબે માય સજન સહુ ભજોને અંબે માય,
માજી ભજેથી મોક્ષજ મળે જન્મ મરણ દુઃખ જાય; સજન.
નામજ લેતાં સુખજ જામે પાપી પાવન થાય સજન.

માજીના ભકતો હેત ધરીને હર્ષથી પુજે પાય; સજન. (૩)
જેણે માજી નામ જપ્યુ નહિ ધીક પડી તેની કાય; સજન. (૪)
ભકતોને માજી સુખજ કરતાં તેથી કરી ગુણ ગાય; સજન. (૫)

---

(૬)

ધીક ધીક તુને છે (૨) હો બાઈ મારી એ રાગ.

જય અંબે તું બાળી (૨) હોમાજી મારી,
આ સંસારમાં નામજ તારૂં રે;
ભજે નરને નારી (૨) હોમાજી મારી, (૧)
નામજ લેતાં દુઃખજ જાય રે;
થાય તે સુખકારી (૨) હોમાજી મારી, (૨)
તુ ભવ તારણ તું સુખ કારણ રે,
પુરે આશા તું ધારી (૨) હોમાજી મારી, (૩)
ઘણા ભકતોને સુખજ આપ્યાં રે;
ચઢયાં કૈકની વારી (૨) હોમાજી મારી, (૪)

---

(૭)

સુણો સચીવજી ચતુર સુજાણ છબીલો છોડનારી નથી એ—રાગ.

જો તમે થયાં છો સાક્ષાત્—કદી ભક્તિ હું નહિ છાડું રે,
થાય જગતમાં કદી ઉતપાત, ॥
ઉઠો મંમાયા મારી વારે ધાઓ; ॥
મારા દુશ્મનોને મારવા જાઓ, ॥
તેથી થાસે મને ઘણી ધીર, ॥

તમ ભકિતથી થયો હું સૂરવીર; ॥
મૈયા તું રાખ્ય મૂજને પાસ, ॥
એવી અરજી કરૂં છું હું દાસ; ॥
લાડલડાવો ભકતોને તમે જાણુ, ॥
મોટા કવીયો બોલે છે એવી વાણ; ॥
માત અરજી દયો સંભાળી, ॥
અમૃત દ્રષ્ટિએ લેજો નીહાળી; ॥

---

(૮)

ભજું પ્રેમથી ભોળા તુજને નીત મનમાં ધારી
એ—રાગ.

નમુ તુજને ગબ્બરવાળી કરો સહાય મારી,
બીરાજો આરાસુરની માંય, મૂળ સ્થાનક છે ગબ્બરજ્યાંય;
કરી વ્યાઘ્ર ઉપર સ્વારી, નમું. ૧
શોભે બે બળીયા માના વીર, કાળભૈરવ દીશે ગંભીર;
બટુક ભૈરવ દીશે ભારી, નમું. ૨
ભકતોનાં માતતાત શકિત, કરૂં હું પ્રેમ થકી ભકિત.
કરો પુરી આશા ધારી, નમુ.

---

(૯)

યોવન ખીલ્યું આવ્યા છીએ રશપાન કરો એ રાગ.

આવ્યા શરણે અંબા તમે સહાય કરો;
કૃપા કરી આરાસુરી દુઃખ હરો,
વિનતી ઉર ધરો, કહીએ બોલ ખરો......આવ્યા.

માનસરોવર નાહી માજી ભજે, કોટી જન્મનાં પાપીઓ પાપતજે,
માની ભક્તિ સજે, મળે સુખ મજે.......આવ્યા.

(૧૦)

## દ્રુપત કલ્યાણ.

ભજરે મન બીસનું બાસુદેવા. (૨) એ રાગ.

ભજરે એ મન આરાસુરી અંબે ભજ ટેક (૨)
ભક્ત ઉધારણ માત આરાસુરી ભજ ભજરે,
ગબ્બરવાળી માત તું મોટી આરાસુરી અંબે તું મોટી;
આશ પુરજે માત મારી. ભજરે.
ભક્તોને મા શરણે રાખો, આરાસુરી મા બાળને પાળો.
ચરણે નમું હું દાસ તમારો ભજરે.

(૧૧)

પૂનમ ચાંદની પુરી ખીલી રહીરે એ રાગ.

આજે આવો અંબા ગરબો ગાવા પ્રીતથીરે,
આવ્યાં બહુચર રમવા મનમાં ધરી ઉમંગ;
તુળજાભવાંની કાળીકા આવ્યાં ભાવથીરે.
ત્યારે બેનો ટોળે મળી......કરતાં મન વીચાર,
આભુષણ અંગે સજી......કંઠે પુષ્પના હાર;
ઉભાં ચાચર રમવા સખીઓ લીધી સાથમાંરે.
ગાવા ગરબો મનમાં હર્ષ અપાર,
જે જે બોલાવી માતાએ જગદીસનીરે; (૧)

કંકણ માજી કર ધર્યાં......ઝાંઝરછે પગમાંય.
ચાચર ફરતાં માજીઓ......ગરબો મુખથી ગાય,
વાહવાહ માતજીનું તેજ ઝાંઝર ઝમકેરે;
કુડાં મળીઆં માજી સંગ નથની લળકેરે. (૨)
શક્તિ સર્વે રૂપ છો જુગત જનુની માત;
ભક્તોની આશા પુરી વિશ્વ વિશે વિખ્યાત,
અસુરોને માર્યા મળી હો માતજી;
ભક્તો ઉગાર્યા સહાય કરી,
સહાય કરી મા સહાય કરી, નમુનમું શક્તિ તમે સહાયકરી(૩)
સરદ પુનમ ખીલી રહી......માનો ચાચર જ્યાંય,
ગરબો ગાતાં શક્તિઓ......આરાસુરની માંય;
ભક્તો આધીન રહ્યાં છો તમે માતજીરે,
તારો શીવશંકરને આપ ઝાલીને હાથ;
દાસ આપનો રહે છે કડી શાહેર મહીરે. (૪

(૧૨)

રાગ. ( બનજારે )

ધન્ય અંબિકા મૈયા હમારી, વંદુ હું વારમવારી;
ભક્તોને ભીડ પડે ત્યારે આવો, સંકટ કાપીને જાઓરે;
માજી છો ઘણાં ઉપગારી; વંદુ. (૧)
તમ ભક્તિથી થયો ઘણો રાજી, આરાસુરી જગતમાં ગાજીરે
ખ્યાતી ચાલી જગતમાં તમારી; વંદુ. (૨)
માએ વાઘનું આશાન કીધું, વિમળશાનું માન ઉતારી દીધુંરે;
દેવળ બાળી કીધાં અંગારી, વંદુ. (૩)

આ દેવળ માત પ્રતાપ રાખ્યાં પાંચ દેવળ આપરે;
કૃપા કરી લીધો ઉગારી; વંદુ. (૪)

(૧૩)

રાજા હું મેં કામકા ઓર ઇંદર મેરા નામ એ રાગ.

આરાસુરવાળી અંબીકા સુણજો અર્જ કરૂંછું હું દાશ,
દાશ જાણીને ગબ્બરવાળી ભકતોને રાખજો પાશ;
ડુંગરાં ભાંખરાંમાં વશીયાં દીન દયાથી માત,
જક્ત જનુની સર્વે જક્તનાં છો તમે માતને તાત;
અર્કટ બૌડાં માને વહાલાં વહાલો માનસિંગરાય,
વહાલા છે વળી નીજ ભકતો માને એવાં પ્રીય મંમાય;
ઘટ ઘટ વ્યાપી રહ્યાં વિશ્વમાં છો મુજ રૂદય મોઝાર,
એવાં દુઃખ ભંજન મૈયાને વંદુ હું વારમવાર;

(૧૪)

વીરા વેશાના યારી ઉભા અટારી પેલા તમારા પ્રાંણ.

નમું મૈયા હમારી વીનંતી મારી લેજો સ્વીકારી આરા-
સુરી આવાર,
અંબિકા તમે જંગલમાં વશીયાં ભકત રહ્યા બહુ દુર;
તોએ ભકત આવે હોંશ ધરીને હર્ષ ઘણો દીલ ઉરરે. નમું.
છેલ છબીલા નાગર લોકો જાચવા આવે જાણુ;
જેવા તેવા ગુણ તમ આગળ ગાય તે મનમાં આણરે. નમું.
આરાસુરને ગબ્બર નીચે દબાવ્યો કરી ક્રોધ;
એવી રીતે રીશ કરીને દૈત્ય માર્યા ઘણા જોધ રે,

ઘણા દૈતોનાં મૂળજ કાઢયાં પ્રસિદ્ધ થયાં મંમાય;
તેથી કરીને ભકત તમારા પ્રેમ થકી ગુણ ગાયરે. નમું.
ચંડમુંડને હે મૈયા તમે પળમાં નાંખ્યા ચોળી;
તેમજ મૈસાસુરને માર્યો રણમાં નાંખ્યો રગદોળીરે. નમું.
કડી ગામના અવદીચ બ્રાહ્મણ ઘણું લાવીને વહાલ;
અલ્પમતીથી શું ઓચરે છે શીવસંકર ને ચુનીલાલરે. નમું.

---

(૧૫)

ભુદરભવન હારનાર કુમતીનો કાપનાર એ—રાગ.

જય જય જય અંબીકાનમું પ્રીતે હું પાયે,
નમું પ્રીતે હું પાયે કરો આરાસુરી સહાયે જય; (૧)
આરાસુરમાં બીરાજો દીન દયાળી માત,
ભકતોની છો માત તાત વિશ્વમાં વિખ્યાત જય; (૨)
દેવળ મોટું માતનું છે આરાસુર માંહી,
મંગળ ઓછવ માજી આગળ પૂજા થાય
ત્યાંહી જય; (૩)
દરવાજે પેસતાં કૈલાશ જેવું લાગે,
હરનીશ પહોરે પહોરે ચોઘડીઆં વાગે જય; (૪)
આગળ જાતાં વાવ્ય મોટી સુંદીર જેવું નીર,
પાણી ભરવા જતાં ઘણાં આવે તેને તીર જય; (૫)
વાવ્ય સામે ચઢતાં આવે માજીકેરૂં દવાર,
આગળ ચાચર માતનો છે સોભાનો નહિ પાર જય; (૬)
આસપાસ ધર્મશાળાઓનાં શોભે ધામ,
રાણા માનસિંગવીરનો છે ત્યાં મુકામ જય; (૭)

પુન્ય પ્રતાપી પવીત્ર કહાવે માનસીંગરાય,
ધરમ ઉદય પ્રતાપ જેનો પ્રસન અંબેમાય જય; (૮)
આરાસુરમાં પવીત્ર માજી કેરૂં ધામ,
માનસિંગરાયનો છે દાંતામાં મુકામ; જય. (૯)

(૧૬)

## નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ રાગ

આરાસુરી સુણજે આ અર્જ હમારી,
દીન કીંકર સેવકતે દયો તારી; આરાસુરી.
આ સંસારમાં દુઃખથી પીડાતા જનો ઘણા છે ભારી,
દુઃખજ કાપી સુખજ આપી અંબા દયોને ઉગારી; આ૦
બ્રહ્મા સરખા ભક્તિ કરતા નારદને ગીરધારી,
મોહ જુઠો માયા જુઠી જુઠી આ દુઃનીઆંદારી; આ૦
કૃષ્ણને લઇ જશોદાએ બાબરી ત્યાં ઉતારી,
મંગળ ઓછવ આરાસુરમાં થયો જયજયકારી; આ૦
દીન દયાળું માત કૃપાળું અંબે તું બળદારી,
અસુરોનો સંહાર કરીઓ ધન્ય ધન્ય ગબરવાળી; આ૦
અસુરો આરાસુર સરખા મહિસાસુર અહંકારી,
રણમાં રોળી આરાસુરીએ ત્રીશુળે નાંખ્યા મારી; આ૦

(૧૭)

## નીરખાગ શત્રુ સબાગ રાજપર આજ ચઢીને આવેછે. એ રાગ.

જકત પાલની મહિશ મર્દની જય જય જય જય જય અંબે
દુઃખ દરિયામાંથી તારણ તું શકિત કરને કર લંબે;

તુજ ભકિત કરૂં માજી મારી દીનપણે આજ,
ઘણા ઘણા ભકતોની રાખો છો મૈયા લાજ,
કરે તમ ભકત સુકૃતનાં કાજ; • • જકતપાલની, (૧)
ભકત આધીન રહ્યાં છો આરાસુરની એ રાય,
લાડ લડાવો છો પુત્ર સમ ગણી માય;
માજી કૃપાએ અમારાં સર્વે દુઃખ જાય; જકતપાલની. (૨)

(૧૮)

ધન મન ગરજે ઘોર ઘોર (૨) એ રાગ.

છનનન છત્ર છોમ છોમરે (૨)
અવીચળ જગમાં નામ તમારૂં દર્શન કરવા દીલડું મારૂં.
માય સહાય માય સહાય છ.
આરાસુરી અંબાય સ્તવનમે ધુનસે ધુનમીલાવે સબળી,
ડીડંડીડતોમ ઘુમઘુમછોમ ત્રીકડ ત્રીકડ ધા માયસહાય છનનન

---

(૧૯)

દક્ષિણી ચાલની લાવણી.

દાશી શું થયું રણુને વીશે કેનીરે એ રાગ.

માતુ માયરી નમું હું શીશ નામીરે,
લાગુ પાય અંબે માય દુઃખ જાય સુખ થાય;
દીન દયાળી માતરે. માતુ. (૧)
ખપર ભરીયું અસુરોનું આ શકિત રે,
ત્રીશુળ હાથ લીધું છે સાથ ભીડીને બાથ જકતમાત;
દુઃખ નીવારો માજી રે માતુ; (૨)

---

(૨૦)

મગન થયું મનરે ખુશીકારક ખુબ ખુશાલી. એ રાગ.

પ્રફુલીત મનરે થયું અંબે માત હમારી,
માજીની ભક્તિ કરીએ, ભક્તિથી ભવમાં તરીએ; પ્ર.
અંબે અંબે જે જપે સદા તે સુખીઓ હોય,
દુઃખ દળી દળીદ્ર દુર રહે વીઘ્ન નડે નહિ કોય.
મળે સચરાચર સુખભારી. પ્ર.
કાયા પણ જુઠીજ છે કાંઇ ન આવે કામ;
મુકી મનડા માલનું સાચું અંબે નામ,
થાય ઓછવ મંગળકારી. પ્ર.

---

(૨૧)

રાગ દેશી લાવણીનો.

અંબીકે જકત પાલની તું નમુંછું વારંવાર મા હું,
જુગદેવી તું તત્પર થાને મહિશામર્દની તું, અંબિકે;
ભકત જન પુરણ મૈયા મૈયા આરાસુરવાસી,
માત તાતને ભ્રાત સર્વે તું તું ગંગા કાશી અંબિકે;
માતનો પ્રતાપ છે મોટો જકતમાં પ્રતાપ મા મોટો,
માના પારે કશી વાતનો કાંઇ નથી ટોટો અંબિકે;
અંબેનું નામ જપુ મુખથી માતનું નામ જપું મુખથી,
આ સંસારમાં મોટું નથી મા અંબિકા તુજથી. અં.

(સમાપ્ત.)

ગ્રાહક થાઓ.

# શીવશંકર ગ્રંથાવલી.

તૈયાર છે.



સીથવાઈ માતાનું પેપર કીંમત. રૂ. ૦-૦-૩

અંબિકા સ્તુતિ ગાયન ભાગ ૧ લો. રૂ ૦-૨-૦

અંબિકા સ્તુતિ ગાયન ભાગ ૨ જો. રૂ. ૦-૨-૦

મુકામ. કડી.

ત્રિવેદી. શીવશંકર વૈજનાથ.

ઠેકાણું. કડીમાં મનીપુરમાં.